શ્રી નવિન
સરોજ નાટક સમાજ.

---

# રાજલક્ષ્મી.

નાટકનાં ગાયનો તથા ટુંકસાર.

---

લેખક--કવિ. જી. એ. વેરાટી.

---

છપાવી પ્રસિદ્ધ કરનાર,
**પોપટલાલ કેસરીસંગ શેઠ.**
મેનેજીંગ પ્રોપરાયટર.
**શ્રી નવિન સરોજ નાટક સમાજ.**
પ્રીન્સેસ થીએટર-મુંબઇ

---

કિંમત ચાર આના.

આ ચોપડી શ્રી જૈન એડવોકેટ પ્રીન્ટિંગ પ્રેસમાં વાડીલાલ
બાપુલાલ શાહે શ્રી નવિન સરોજ નાટક સમાજને માટે
છાપી ઠેઠ ઘીકાંટા જેશીંગભાઇની વાડી–અમદાવાદ.

॥ શ્રી ૧ ॥



॥ તતસત પરમાત્મને નમઃ ॥

શ્રી નવિન સરોજ નાટક સમાજ

# રાજલક્ષ્મી.

નાટકનાં ગાયનો તથા ટુંક સાર.

---

લેખક—કવિ જી. એ. વૈરાટી

---

છપાવી પ્રસિદ્ધ કરનાર

પોપટલાલ કેસરીસીંગ શેઠ.

મેનેજીંગ પ્રોપ્રાયટર.

શ્રી નવિન સરોજ નાટક સમાજ.

કાલબાદેવી, ભાંગવાડી, પ્રીન્સેસ થીએટર,—મુંબઇ.

---

સંવત ૧૯૮૭ ( પ્રત ૨૦૦૦ ) સને ૧૯૩૧

---

કીંમત ચાર આના.

॥ શ્રી ૧॥ ॥

# રાજલક્ષ્મી.

## પ્રયોગનું વસ્તુ વિવેચન અને નમ્ર નિવેદન.

વિક્રમ સંવત ૬૦૦ ની આસપાસમાં ભારત વર્ષના વિખ્યાત ગુપ્તવંશનું સામ્રાજ્ય વિનાશ પામ્યા પછી મધ્ય ભારતમાં અત્યાચાર અને અરાજકતાનાં વાદળાં ચોતરફથી છવાઈ રહ્યાં હતાં તેવામાં સૂર્યવંશી ગોપાલદેવ નામના એક પરાક્રમી પુરૂષે અસીમ સાહસો દર્શાવી મગધ દેશમાં પોતાના પાલવંશની સ્થાપના કરી અને અનેક નાનાં નાનાં રાજવાડાઓના આપસઆપસના સંઘર્ષણથી પીડાતી પ્રજામાં ચીરશાન્તિ ફેલાવવા અરાજકતાની અંધાધુધી અટકાવી દીધી. આ રાજા મદ્ર દેશની કન્યા દેદદેવી સાથે પરણ્યો હતો તેનાથી તેને બે પુત્ર થયા. ધર્મપાલ અને વાક્પાલ ગોપાલદેવ ૫૫ વર્ષ લગી રાજ ચલાવી સ્વર્ગવાસી થતાં સંવત ૬૩૨ ના અરસામાં મહાપ્રતાપી ન્યાયમૂર્તિ સમ્રાટ ધર્મપાલ મગધના સિંહાસને બીરાજ્યો અને તેણે કનોજ, મત્સ્ય મદ્ર, કુરૂ યવન, અવન્તિ અને ગાંધાર વગેરેના રાજાઓ પર વિજય મેળવી સાર્વભૌમત્વપદ સંપાદન કર્યું. લામાતારાનાથના મત મુજબ તેણે ૬૪ વર્ષ સુધી અખંડ સિંહાસન ભોગવ્યું.

ધર્મપાલનો વિવાહ રાષ્ટ્રકુટ રાજા પરબલની પુત્રી રત્નાદેવીથી થયો હતો તેનાથી તેને ત્રિભુવનપાલ (વીરપાલ) નામક એક પુત્ર પ્રાપ્ત થયો હતો પરંતુ ધર્મપાલના રાજત્વકાળમાંજ તે મરી જવાથી તેના નાનાભાઈ વાક્પાલનો પ્રતાપી પુત્ર દેવપાલ મગધની

ગાદીએ આવ્યો હતો અને તે પણ ધર્મપાલ જેવો પાલવંશનો એક પ્રખર પ્રતાપી સમ્રાટ હતો. પરંતુ આ પ્રયોગમાં ધર્મપાલનો સબંધ ફક્ત કાન્યકુબ્જના વિજય પુરતોજ હોવાથી એ પ્રતાપી સમ્રાટનું વિસ્તૃત જીવન ચરિત્ર રજુ કરી શકાયું નથી.

મારા માનવંતા પ્રેક્ષકોને સારી રીતે યાદ હશે કે આ સમાજના આજના સ્વામી શ્રી પોપટલાલ કે. શેઠ. શ્રી દેશી નાટક સમાજમાં ભૂતપૂર્વ મેનેજર હતા ત્યારે દેશીમા મારા પ્રિયમિત્ર શ્રી ચુનીલાલ (દુર્ગાદાસ)ના વિજયી હસ્તે વીર પુજન પછી મારો બીજો પ્રયોગ કાન્યકુબ્જના સમ્રાટ " યશોવર્મન " (સમાજ સેવા) નામક સ્ટેજ થયો હતો તેજ યશોવર્મનની ત્રીજી પેઢીનો પ્રતાપી પુત્ર અદમનાસ આજના પ્રયોગનો નાયક છે.

વિખ્યાત સમ્રાટ હર્ષવર્ધનના મૃત્યુ પછી તેના મામાનો પુત્ર ભન્ડિ કાન્યકુબ્જને સિંહાસને આવ્યો હતો ભન્ડિવંશમાં સમ્રાટ યશોવર્મન એક પ્રબળ પરાક્રમી અને પ્રજાવત્સલ ભુપાલ હતો. તેને બે પુત્ર હતા. મેટો વજ્રાયુદ્ધ અને ન્હાનો ઈન્દ્રાયુદ્ધ.

દીર્ઘાયુષી વજ્રાયુદ્ધનું લાંબુ આયુષ્ય રાજપદ લાલચુ ઈન્દ્રાયુદ્ધને ન ગમ્યું આવું વિશાળ આયુષ્ય પોતાના વડિલ બંધુને સમર્પવા વાસ્તે તે વિધાતાને કેટલાક શ્રાપ દેતો હતો. પરંતુ યમરાજે વજ્રાયુદ્ધનું આયુષ્ય ચુંટવી લેવાની કંઇજ કૃપા ન દર્શાવી એટલે યમદુતનું કામ ઇન્દ્રાયુદ્ધે પોતેજ ઉપાડી લીધું. કનોજ પતિ વજ્રાયુદ્ધ અને ગુર્જરેશ્વર વત્સરાજ વચ્ચે અનંત સમયથી વૈરભાવ ચાલ્યા કરતો અને એક બે વખતે યુદ્ધના પ્રસંગો પણ ઉપસ્થિત થયા હતા. તેમાં ઇન્દ્રાયુદ્ધે પોતાના વડીલ બંધુથી ગુપ્ત રીતે અનેક વખત

વત્સરાજને સહાય કરી હતી. અને વજ્રાયુદ્ધનો વિનાશ કરી કાન્યકુબ્જની ગાદી પોતાને મળે એવી વત્સરાજ સાથે ગુપ્ત સંધી પણ તેણે કરી લીધી હતી. કાન્યકુબ્જમાં સામાન્ય સામંતથી માંડીને ખેડુત સુધીના સર્વ પ્રજાજનો સમ્રાટ વજ્રાયુદ્ધ તથા તેના પુત્ર ચક્રાયુદ્ધને ખૂબ ચ્હાતા હતા અને ઇન્દ્રાયુદ્ધ તરફ કાયમ તિરસ્કારની દ્રષ્ટિથીજ જોતા હતા. વજ્રાયુદ્ધનું ખુન તેણે બહુ ગુપ્ત રીતે કરાવ્યું હતું છતાં કાન્યકુબ્જના પ્રજાજનો સાફ સમજી ગયા હતા કે વત્સરાજની મદદથી ઇન્દ્રાયુદ્ધે આ કલંકિત કર્મ કરેલું છે.

વજ્રાયુદ્ધના અકસ્માત મૃત્યુથી અને ઇંદ્રાયુદ્ધે ચારે બાજુ ગોઠવેલી પ્રપંચ જાળમાંથી યુવરાજ પદ્મનાભ જયવર્ધન જેવા જવાંમર્દ યોદ્ધાની મદદથી સહીસલામત છટકી જઇ મગધ નરેશ ધર્મપાલની મદદ મેળવી પિતાનું પાયતખ્ત પાછું પ્રાપ્ત કરે છે. અને ઇંદ્રાયુદ્ધની અટપટી રાજરમતને જયવર્ધન જેવો મુત્સદ્દી મહારથી એવા અદભુત કૌશલ્યથી વિખેરી નાખે છે, કે તેના કટ્ટા હરીફોના મુખમાંથી પણ જયવર્ધનને માટે ધન્યવાદના શબ્દો નીકળી પડે છે. પદ્મનાભની પડતી વખતે રાજા અને રાષ્ટ્રના રણયોદ્ધા સરખો અડગ મહારથી મદદમાં ઉભો રહ્યો હોય તો એક માત્ર જયવર્ધન.

યુવરાજ ચક્રાયુદ્ધનાં ક્ષિતિપાલ, મહીપાલ, ઉપેંન્દ્રદેવ અને પદમનાભ વગેરે અનેક ઉપનામ હતાં. અને એનામાભિધાન તેણે પોતાની પરાક્રમ પરંપરાથી પ્રાપ્ત કર્યાં હતાં.

વજ્રાયુદ્ધ, ઈન્દ્રાયુદ્ધ, ધર્મપાલ પદમનાભ વગેરે પ્રયોગમાં આવતાં પ્રહસન સિવાયનાં લગભગ તમામ પાત્રો ઐતિહાસિક છે. સ્ત્રી પાત્રોમાં જરૂર પડતી કલ્પનાનો ઉપયોગ કરવામાં આવ્યો છે. ઐતિહાસિક પાત્રોને બનતાં સુધી ઐતિહાસિક ઘટનાઓના આધારપર રજુ કરવામાં આવ્યાં છે અને ઇન્દ્રાયુદ્ધ તથા વત્સરાજની ગુપ્ત ગોષ્ટી મુજબ વત્સરાજ કાન્યકુબ્જ પર હલ્લો કરે છે.

કનોજવાસી વીર યોદ્ધાઓ અને ગુર્જરો વચ્ચે ભીષણ સંગ્રામ ચાલી રહ્યો છે એ ઐતિહાસિક ઘટનાથીજ આ પ્રયોગની શરૂઆત થાય છે.

આ કંપનીની શરૂઆત પુરતો મારો વીરની વટ નાટક તૈયાર કરી આપી મેં નવા લેખકોને ચાન્સ આપવા નિર્ણય કીધો હતો અને તે મુજબ કવિ મનસ્વીનો અટંકી વીર પ્રસિદ્ધ કરી તે પછીનો પ્રયોગ પણ એક નવા લેખકનો નક્કી કરી આ પ્રયોગને મેં ભાવીને વાસ્તે રોકી રાખ્યો હતો પરંતુ તે ભાઈ અકસ્માત બીમાર થઈ જતાં પોતાના કામમાં પ્રારંભથીજ પછાત પડતાં કંપનીનો કિમતી સમય વ્યર્થ જવા લાગ્યો જ્યારે આ સમાજે નાટકો અને સ્ટેજની સ્વાધીનતા મારેજ શીરે ઢોળી પાડેલી હોવાથી હરકોઇ ઉપાયે નુતન પ્રયોગ શીઘ્ર તૈયાર કરવાની મારી ફરજ સમજી મેં તાત્કાળિક આ પ્રયોગ તૈયાર કરી આપ્યો છે તે સાથે મારા સદાના સાથી ઉત્સાહી પાત્રોએ પણ પોત પોતાની ફરજ મક્કમપણે બજાવવા કમર કસી છે. કવિ **મનસ્વીએ** પણ પોતાના કાર્યમાં ખુબ ઉત્સાહ રાખી આ વખતનો કાવ્ય વિભાગ અગાઉ કરતાં વધુ

કાળજીથી તૈયાર કર્યો છે. મહામુશ્કેલીના મામલા વચ્ચે આ સંસ્થાની સ્થાપના કરનાર **શ્રી પોપટલાલ કે. શેઠ** પોતે પણ કટોકટીના વખતમાં પણ કમર કસી સેંકડો વિપત્તીઓ વચ્ચે કંપનીને અજબ હિંમતને સાહસિકતાથી ચલાવી રહ્યા છે. અને પોતાના પ્રિયપ્રેક્ષક વર્ગની પસંદગી પ્રાપ્ત કરવા પ્રયોગોને બનતા પ્રયાસે સીન ડ્રેસથી શણગારી રહ્યા છે.

એક વખત એવો હતો કે બે વર્ષે નવો નાટક તૈયાર થતો આજનો યુગ એ છે કે બે બે મહીને નવો પ્રયોગ તૈયાર કરવો પડે છે એ યુગ પલટાને ઓળખનાર મારા સાહસિક એકટરો અને આ સંસ્થાના કાર્યવાહકો પર પરમાત્માની પરમકૃપા તથા પ્રેક્ષકોની સંપુર્ણ સહાનુભૂતિ હો. એ મારા આ અભિનંદન સાથે પરમકૃપાળુ પ્રભુ પાસે મારી પ્રાર્થના છે કે અમારી સર્વ સંસ્થાઓ અને સર્વ રંગ ભૂમિનું કલ્યાણ કરો.

| | |
|---|---|
| સંવત ૧૯૮૭ ના પોષ<br>શુકલ પંચમી ગુરૂવાર<br>ભાંગવાડી પ્રિન્સેસ થીએટર<br>કાલબાદેવી, મુંબાઇ | લી૦<br>કવિ જી. એ. વૈરાટી.<br>શ્રી નવિન સરોજ નાટક સમાજ. |

શ્રી ૧॥

શ્રી પરિબ્રહ્મ પરમાત્મને નમઃ

# રાજ લક્ષ્મી.

## નાટકનો પાત્ર પરિચય.



### પુરૂષ પાત્ર.

વજ્રાયુદ્ધ—કાન્યકુબ્જનો પ્રસિદ્ધ સમ્રાટ.

ઇન્દ્રાયુદ્ધ—વજ્રાયુદ્ધનો વિલાસી અને રાજ્યલોભી ન્હાનો ભાઇ, પાછળથી સિંહાસન સ્વામી.

પદ્મનાભ (ચક્રાયુદ્ધ)—કાન્યકુબ્જનો યુવરાજ.

જયવર્ધન—કાન્યકુબ્જના સામ્રાજ્યનો એક અડગ સામંત, પ્રજાવલ્લભ યોદ્ધો.

ધર્મપાલ—મગધ દેશનો ધર્મમૂર્તિ ભૂપાલ.

રૂદ્રપાલ—કાન્યકુબ્જમાં રહેતો મગધનો એલચી.

જયદેવ—જયવર્ધનનો જગત સ્મરણીય બાલક.

ધરમચંદ—એક કૃપણ લક્ષ્મીવંત વણિક.

ગડબડ- ધરમચંદનો સસરો.

હેમો—ધરમચંદનો ન્હાનો ભાઈ.

ખેમો—ધરમચંદનો નોકર.

## સ્ત્રી પાત્રો.

પુષ્પાવતી--યુવરાજ પદ્મનાભની પ્રણયેશ્વરી.

જયમંગળા--જયવર્ધનની વીરાંગના સહચરી.

વત્સલા--એક વિશુદ્ધ વારાંગના (ગાનારી)

વારૂણી--વત્સલાની પ્રિય કન્યા.

ધીરા--ધરમચંદની સ્ત્રી

હીરા--હેમાની પત્નિ.

ઉપરાંત--સખીવર્ગ, સૈનિકવર્ગ, પ્રતિહાર, પ્રજાજન, આચાર્ય જાસુસ. દુત વિગેરે,



શ્રી ૧૧.

# રાજ લક્ષ્મી.

## પ્રયોગનો સંક્ષિપ્ત સાર.

## અંક પહેલો.

---

સુત્રધારની નાન્દી પ્રાર્થના અને વસ્તુ વિવરણ.

પ્રવેશ ૧ લો—સ્થળ કાન્યકુબ્જનું રાજ ઉપવન.

વડીલ બંધુ વજ્રાયુધ્ધનો વિનાશ કરી કાન્યકુબ્જની રાજગાદી સ્વાધીન કરવાની તિમ લાલસાથી ઈન્દ્રાયુધ્ધે ગુપ્ત રીતે ગુર્જરેશ્વર વત્સરાજ સાથે સંધી કરી તેને વજ્રાયુધ્ધના વિનાશ માટે કાન્યકુબ્જ પર હલ્લો કરવા ઉશ્કેરી મુકયો છે અને પોતે પડદા પાછળની પ્રપંચ જાળ બેલી રચ્યો છે વત્સરાજનું વિરાટ લશ્કર સાત સાત દીવસથી કાન્યકુબ્જ સર કરવાને તન તોડ પ્રયાસ કરી રહ્યું છે. આ બાજુ યુવરાજ પદ્મનાભ અને જયવર્ધન પણ વીર જવાંમર્દને છાજતો સંગ્રામ ખેલી રહ્યા છે. બંન્ને પક્ષના હજારો યોધ્ધાએ હણાઈ ગયા છે છતાં જયપરાજયનો નિર્ણય નક્કી થતો નથી જેથી મુંઝાયલો ઇન્દ્રાયુધ્ધ આરામને માટે ઉપવનમાં આવે છે. ત્યાંથી આ પ્રયોગનો પ્રારંભ થાય છે,

ઉપવનમાં ઈન્દ્રાયુધ્ધને વત્સરાજ વિજયની તૈયારીમાં છે એવા દુત દ્વારા સમાચાર મળતાંજ તે સખીઓ સાથે ઉપવનમાં આવેલા

પુષ્પાવતીને પદ્મનાભના પરાજયના સમાચાર સંભળાવી તેણીને ભમાવી મૂકે છે. જયમંગળાને પણ એવા ઉડતા ખબર આપી પદ્મનાભને જયવર્ધન બન્નેના સુખી જીવનમાં ઝેર રેડવાની ચાલાકી ચલાવી ઇન્દ્રાયુધ્ધ ચાલ્યો જાય છે. બન્ને વીરાંગનાઓ પોતપોતાના સ્વામી એ ઇન્દ્રાયુધ્ધના કહેવા મુજબ યુધ્ધ ભૂમિમ થી પરાજય પામીને નાઠા ફર્યા હોય તો તે કાપુરૂષોનો કંચુકીથી સત્કાર કરવા તૈયાર થાય છે તેટલામાંજ હસ્તમાં વિજય ચિન્હ લઈ "જયવર્ધન"

ભડવીર ભાન્ડી વંશની કીર્તિ ધ્વજા ફરકી રહી
સ્વાતંત્ર સૂર્યોદય તણી જ્યોતી હવે ઝળકી રહી
પાછો ફર્યો છે યુધ્ધમાંથી કાફલો પરદેશનો
ઝુંડો રહ્યો ઉચો જુઓ આજે અમારા દેશનો

એ જવાબ આપતો દાખલ થાય છે અને ઇન્દ્રાયુધ્ધના પ્રપંચો યુધ્ધનું પોલ પકડાઇ જાય છે

**પ્રવેશ ૨ જો**—રાષ્ટ્ર દેવતાના દેવાલય સમીપ જયવર્ધન પદ્મનાભના પરાક્રમથી પરાભવ પામી ગુર્જરેશ્વર વત્સરાજ નાસી ગયો તેથી સ્વાર્થ સાધનામાં નિરાશ બનેલો ઇન્દ્રાયુધ મગધના એલચી રૂદ્રપાલને મદદમાં લઈ ઘરમાંજ ફાટફુટ જગાવાની નવી જાળ બીછાવે છે. ભોળી વારાંગના વત્સલાને તેની મગધમાં રહી ગયેલી કન્યાવારૂણી મેળવી દેવાને બહાને પુષ્પાવતીનો કાંટો કાઢવાનું કાવતુ અજમાવે છે. અને રાજ્યના લશ્કરને ફોડવા માટે ધરમચંદ નામના લખપતિ પાસે પૈસાની માગણી કરવામાં આવે છે, ધરમચંદ દેવાળાનું બહાનું બતાવે છે, પણ જગતનો જુનો અનુભવી જોગી ઈંદ્રાયુદ્ધ સમજે છે કે:—

મિલ્કત દબાવી લોકની લેવાય દેવાળુ
તર કરીને ઘર પછી ખેંચાય દેવાળુ
કંગાલ લાખે એક પણ હોતા નથી દેવાળીયા
જાહેરને ઠગનાર છે જૂઠા ઘણા દેવાળીયા

બાદ ચાણુકના ચમત્કારથી ગભરાઇને ધરમચંદ પાંચ લાખની હુંડી લખી છે. મંદીરનાં દર્શનેથી પાછી ફરતી જયમંગળા ઈન્દ્રાયુદ્ધના આ જુલ્મની સામે થાય છે પરંતુ વેરાન સ્થાનમાં એકલી પડેલી તે વીરાંગના ત્યાં કેદ પકડાય છે.

પ્રવેશ ૩ જો:-પ્રહસન-કંજુસ વણીક ધરમચંદની ધ્રાપલીયા થરસ સાર અને રડતા રૂપિયાને છાનો રાખવા માટે ધરમચંદની ધાંધલ.

પ્રવેશ ૪ થો-ઇન્દ્રાયુદ્ધનું કેદખાનું-કેદમાં સપડાયલી જયમંગળાને પુષ્પાવતિ આવી છોડાવે છે. તુરંગના પહેરેદાર અને જમાદારને જાળમાં લઈ રૂદ્રપાલ તથા ઇન્દ્રાયુદ્ધ બન્નેને ઉકળતા વાનાવી પાણીમાં મુકીઓ ભરાવે છે પણ અંતે ઇન્દ્રાયુદ્ધના લોખંડી હથોડામાં સપડાઈ જવાની અણી પર આવી જતાં જયમંગળા અને પદ્મનાભ ત્યાં ધસી આવી તેણીને બચાવે છે અને કાકા ઈન્દ્રાયુદ્ધને પુરેપુરો ઉંઢાવે છે.

પ્રવેશ ૫ મો—મગધનું વિલાસ ઉદ્યાન—નિર્દોષ વારંગના વત્સલાને હદપાર કરાવી તેની અનાથ બાળા વારૂણી પર વિલાસી કુમાર વીરપાલ બળાત્કારની તઇયારી કરી રહ્યો છે ત્યાં જયવર્ધન આવી ચડે છે. ને વારૂણીને બચાવતાં તે બહાદુર યોદ્ધાને હાથે વીરપાલ વીંધાઇ જાય છે. સમ્રાટ ધર્મપાલ અકસ્માત્ આવી ચડતાં

જયવર્ધનને ગોળીબહારની સભાની તઇયારી થાય છે. પણ સત્ય ઘટના સમજાઈ જતા ન્યાયમૂર્તિ ધર્મપાલ તે ધર્મરક્ષક યોદ્ધાનું સહૃદય સ્વાગત કરતાં સુણાવે છે કે–તેં મારા પુત્રને માર્યો છે પરંતુ મારો ધર્મ તાર્યો છે.

પાકે કરોડો કુલાંગારો તોય પણ શા કામના ?
સત્પાત્ર એકજ પુત્રથી જામે પિતાની નામના
ધિક્કાર તે સંતાન જે કુળ કીર્તિ હરનારા
એવાં અધમ સંતાન કરતા વાંઝીયા સારા.

બાદ રૂક્કો બોલતાંજ નિર્દોષ જયવર્ધન જાળમાં સપડાય છે પરંતુ વીરાંગના જયમંગળા અદ્ભુત વીરત્વથી જયવર્ધનને બચાવે છે એટલુંજ નહિ પણ ધર્મપાલ સરખા ભવ્ય સમ્રાટને મુખેથી ધન્ય-વાદનાં વાક્યો ઉચ્ચરાવે છે,

**પ્રવેશ ૬ ઠો–પ્રહસન.**

બાળ લગ્નનો ભોગ બનેલો હેમો પોતાની પરણિત પત્નિ હીરાથી ડરે છે, અને ખાનદાન ઘરમાં ઘુસેલા ભેમા સરખા ખપ્પર પોતાની પાપવાસનામાં પગલાં ભરે છે.

**પ્રવેશ ૭ મો–કાન્યકુબ્જનો દરબાર.**

ભોળા સમ્રાટ વજ્રાયુદ્ધને ભમાવી પવિત્ર પુષ્પાને વારાંગનાની પુત્રી ઠરાવી ઘરકલેશની ઘોર ખોદી રહેલા ઇન્દ્રાયુદ્ધની તમામ કપટ જાળ જયવર્ધનને હાથે ખુલ્લી થતી જાય છે. તેટલામાં પાપનો ઘડો પુરો ભરાયો હોય તેમ જયમંગળા તેના પ્રપંચનાં છેલ્લાં બે સાધન પણ ભર સભા વચ્ચે રજુ કરી જાહેર કરે છે કે—

તમારી ચાલ બાજીના નમૂના સર્વ નાદર છે
તમારી રમતનાં હથીઆર તેઓ સર્વ હાજર છે
આ વત્સરાજે પાઠવેલી પત્રિકા મોજુદ છે
ઘરમાં રહી ત્હારાજ ઘરને બાળનારો તુંજ છે
વિદેશી સમ્રાટની આ પત્રિકા પોકારશે
કે દેશદ્રોહી નીચ આવા શત્રુનાં હથીઆર છે.

ઈંદ્રાયુદ્ધની અસહ્ય અધમતાથી ઉશ્કેરાઈ વજ્રાયુદ્ધ તેને ગીરફતાર કરવા હુકમ છોડે છે પણ પ્રથમથીજ આજના મામલાને પહોંચી વળવા તઈયાર રહેલો ઈંદ્રાયુદ્ધ તરતજ પોતાના સાગ્રીત યોદ્ધાઓને સાવધ કરતાંજ ભીષણ યુદ્ધ આરંભાય છે જેમાં વજ્રાયુદ્ધ માર્યો જાય છે પુષ્પા તથા પદ્મનાભને મહા મુશ્કેલીએ નસાડી મુકી જયવર્ધન અને જયમંગળા કેદ પકડાય છે અને ઈંદ્રાયુદ્ધ કાન્ય-કુબ્જના સિંહાસનનો સ્વામી બને છે.

— દેખાવ —

# અંક બીજો.

પ્રવેશ ૧ લો—અરણ્ય—દુર્ભાગ્યવશ પરદેશ પ્રયાણ વારંતે નીકળેલા પુષ્પા અને પદ્મનાભ ભૂખ્યાં તરસ્યાં મગધ દેશમાં જવા નીકળે છે. પદ્મનાભના આક્રંદપર પુષ્પા દિલાસો દે છે કેઃ—

વિપત્તિ તો મનુષ્ય માટે પ્રભુ કેરી દુહાઈ છે
નિરાશાના વમળમાં પણ અમર આશા છુપાઇ છે
ફુતેલાં સર્વ પ્રાણીને પ્રભૂ ભૂખ્યાં ઉઠાડે છે
પરંતુ રાત પડતામાં જમાડીને સુવાડે છે

બાદ ધરમચંદ પાસેથી પોતે જામીનગીરીમાં રહી પદ્મનાભને પાંચસો રૂ. ની મદદ આપી મગધને માર્ગે રવાના કરે છે. તેટલામાંજ સૈનિકો સાથે ઇંદ્રાયુધ્ધ આવી ચડતાં પુષ્પા પકડાઈ જાય છે. કાન્યકુબ્જમાં માતા વત્સલાને શોધવા નીકળેલી વારૂણી ઇંદ્રાયુધ્ધના હસ્તમાં સપડાઇ જાય છે ને વણિક વિદ્યા વાપરી ધુતારો ધરમચંદ ફાવી જાય છે.

પ્રવેશ--૨--જો કાન્યકુબ્જનું કેદખાનું.

પ્રજાનો પુણ્ય પ્રકોપથી ગભરાયલો ઇંદ્રાયુધ્ધ જયવર્ધન સાથે સુલેહ કરી તેને પોતાના પક્ષમાં આવવા લલચાવે છે. પરંતુ તેને તે રાષ્ટ્ર ભક્ત યોદ્ધા તરફથી જડબાતોડ જવાબ આપવામાં આવે છે એટલુંજ નહિં પણ ગિરફતાર બનેલો તેનો નાનો બાળક જયદેવ પણ જણાવે છે કેઃ—

હજો હિંદુવીર કેરી નિષ્કલંકિત આબરૂ
પિતાના ધર્મપર માતા કહો તો પ્રાણુ મારો પાથરૂં
છે મર્દનો એ ધર્મ કે મર્દાઈથી મરવું
નામના અમર કરીને ફરી અવતરવું

ઉરકેરાયલો ઇંદ્રાયુદ્ધ તેઓને ઠાર મારવા તૈયારી કરે છે પણ ચાલાક વારાંગના વત્સલા રાષ્ટ્રનાં તે અમૂલ્ય રત્નોને સહી સલામત નસાડી મુકી રાજકોટની પ્રચંડ જ્વાળા પોતેજ ઝીલી લે છે.

**પ્રવેશ ૩ જો પ્રહસન.**

કૃપણુ ધરમચંદ રૂપિયાના જમા ઉધારમાંથી રોટલાના જમા ઉધાર ખાતાં લખવા લાગી પડયો છે. જેથી તેનો ન્હાનો ભાઇ નિરાશ થઈ સાસરે સીધાવી જાય છે.

**પ્રવેશ ૪ થો—મગધ તાબાનું એક સરોવર.**

ઉપરા ઉપરી દુષ્કાળથી નવાણોના નીર નાશ પામતાં પ્રજાપાલક ધર્મપાલે પોતાના તાબાના એક પ્રાંતની પ્રજાને માટે વિશાળ સરોવર ગળાવ્યાં છતાં તેમાં પાણીનું બુંદ સરખુંય આવતું નથી જેથી આચાર્ય કોઈ બત્રીસ લક્ષણા રાજબીજનો ભોગ દેવા જણાવે છે અચિંત્યો યુવરાજ પદ્મનાભ ત્યાં આવી ચડે છે અને હજારો પ્રાણીઓના પુણ્યાર્થે આત્મ બલિદાન દેવાની તઈયારી કરે છે ત્યાંજ તેને શોધતો જયવર્ધન આવી ચડે છે અને પોતાના માલીકના પુત્રને બદલ પોતાના પ્રિય પુત્રનો ભોગ દેવા તઈયાર થતાં તે પરાથી પતિ પત્નિ પુત્ર જયદેવની પરાર્થે પ્રાણુ દેવાની પવિત્રવૃત્તિપર ઉચ્ચારે છે કે—

આશીષ લાખો લોકની આ પુત્ર મારો લઇ જશે
જે પ્રભુની બક્ષીસ છે તે પ્રભુને શરણે જશે.

+ + +

દેશના રણુયજ્ઞમાં દોડી જનારા દીકરા
માગી રહ્યા સૌ દેશબંધુ આજ આવા દીકરા.

બાદ જયદેવના બલિદાનથી સરોવરમાં પાણીનાં મોજાં છલકાય છે અને પીડાતી પ્રજાના હૃદયપટમાં આશિર્વાદના ધ્વનિ સંભળાય છે.

—ટેબ્લો—

પ્રવેશ ૫ મો—પ્રહસન—ખાનદાની ખપ્પર બનેલા બેમાની બરાબર ખબર લઇ હીરા પોતાના અણુસમજુ સ્વામી હેમાને સુધારી દે છે અને પડયુ પાનું નિભાવી લેવાનો આર્ય રમણીને આબાદ દાખલો દે છે.

પ્રવેશ ૬ ઠ્ઠો-ઈંદ્રાયુદ્ધનો વિલાસ મહાલય.

કપટ રાજનીતિમાં નિપુણુ ઈંદ્રાયુદ્ધ વત્સલાને જેલમાંથી મુક્ત કરે છે જ્યારે તેની કન્યા વારૂણીને ગુપ્ત સ્થાનમાં ઉંધુ ભમાવી છુપાવી રાખે છે. બાદ પુષ્પાને પકડી મંગાવી તેનાપર બળાત્કારની તઇયારી કરતાંજ મગધ નરેશ ધર્મપાલ અને તેમના સૈન્ય સાથે પદ્મનાભ તથા જયવર્ધન કિલ્લાને ઘેરી લીધાના સમાચાર તેને મળે છે, ખુશામતિયા જાસુસોની ખોટી ખબરોથી ગાફલ બનેલો ઈંદ્રાયુધ્ધ આ ઘટનાથી ગભરાય છે તેનાં ગભરાટનો લાભ લઇ પુષ્પા તેને હાથતાલી દઇ પલાયન થઇ જાય છે અને ઈંદ્રાયુદ્ધ તરતજ કિલ્લાનાં તમામ દ્વાર બંધ કરાવી દઈ યુધ્ધને માટે તઇયાર થાય છે.

પ્રવેશ ૭ મો—કાન્યકુબ્જનો કિલ્લો અને મેદાન—કેટલાય સમયથી ભીષણુ રણુ રંગ ખેલવા છતાં યુદ્ધનું કાંઇપણુ પરિણામે ન આવતાં અને કિલ્લા પરની તોપોના મારાથી પોતાના સૈન્યની પુષ્કળ હાનિ થતાં જયમંગળાની સુચના મુજબ તોપને નિરર્થક બનાવી કિલ્લાનાં દ્વાર ખોલાવી નાખે એવા જવાંમર્દની આખા સૈન્યમાં તપાસ થાય છે એ કાર્ય કરી શકે તેવા પદ્મનાભ અને જયવર્ધન મેદાનમાંની ખુલ્લી લડાઇમાં વાહોમ કરી રહ્યા છે અને મગધના યોદ્ધાઓને એ સાહસ કરવામાં પાછળ પડતા જોઇ જયમંગળાનો ક્રોધ મઝા મુકે છે કે

હિંમત નથી તો યુદ્ધના નેતા બની શાને ફરો

મરદાનગી ના હોય તો આ મોજડી માથે ધરો

મગધરાજ મારા સ્વામીને—

કહેજો તમારા પુણ્યવંતા નામને ઉજ્વળ કરી

જય મંગળા દાસી તમારી દેવલોકે પરવરી

એમ કહી યોદ્ધઓ સામે પોતાની મોજડીઓ ફેંકી ગોળીઓના વરસતા વરસાદ વચ્ચે કિલ્લા પર ચડી જાય છે તેની બહાદુરીથી અને પુષ્પાની યુક્તિથી કિલ્લાનાં દ્વાર ખુલ્લાં થાય છે.

સીન ટ્રાન્સફર

બાદ ભીષણુ યુદ્ધમાં ઇન્દ્રાયુદ્ધ જયવર્ધનને હસ્તે કેદ પકડાય છે અને મગધપતિ ધર્મપાલને વરદહસ્તે પદ્મનાભના મસ્તક પર કાન્યકુબ્જનો તાજ ધરાવાય છે.

—ટેબ્લો—

અંક બીજો સમાપ્ત.

# 卐 અંક ત્રીજો 卐

સૂચના—સંગ્રામમાં પરાજીત થઈ ગજ કેદી તરીકે દેહાંત દંડની સજાને પાત્ર ઠરી ચુકેલા ઇન્દ્રાયુદ્ધને દયાળુ દીલના દીલાવર સમ્રાટ ધર્મપાલની પ્રાર્થનાથી ક્ષમા આપવામાં આવે છે. પરંતુ જયવર્ધન તેને એ શરતેથી ક્ષમા પત્ર પર સહી કરાવે છે કે ઇંદ્રાયુદ્ધે આજ પછી સન્યસ્ત જીવન ગુજારવું કોઇ પણ સંસારિક યા રાજદ્વારી કાર્યથી તેણે અલગ રહેવું." કેટલાક મહિના સુધી ખેલાડી ઇન્દ્રાયુદ્ધ એવું અજબ વર્તન ચલાવે છે કે સામ્રાજ્યભરમાં કોઈ તપસ્વીરાજ સંન્યાસી જેવી સજ્જડ છાપ પાડી છે. અને તે પછી હૃદયમાં દબાવી રાખેલી રાજલાલસાનો કીડો સળવળી ઉઠતાં અધમ ઇન્દ્રાયુદ્ધ પુનઃ પોતાના સાધુપણાને શયતાનિયતમાં પલટાવે છે ત્યાંથી તૃતીય અંકનો પ્રારંભ થાય છે

પ્રવેશ ૧ લો—મંગળાદેવીનું મંદીર.

પતિ અને પુત્રના સ્વર્ગવાસથી હતાશ બનેલા જયવર્ધનપર ભોળી વારાંગના વત્સલાદ્વારા ઇન્દ્રાયુદ્ધ નવી જાળ અજમાવે છે. ને પુનઃ પુષ્પા તથા પદમનાભ વચ્ચે વૈમનસ્ય ફેલાવી ઉભયના લગ્ન અટકાવી દેતાં પોતાની સ્વાર્થ સીદ્ધિ માટે સત્ય એકરાર કરે છે કેઃ—

એક દીવસ હાર તો બીજે દિવસ પે બાર છે
ખેલનારા ખરા તે બાજીગરોની બહાર છે
જીતીશ હારી ગયો હું તે હવે મારા શૌર્યથી
હાયો જુગારી રમે છે હમેશ બમણા જોરથી

પ્રવેશ ૨ જો—વત્સલાનું વિરામગૃહ.

ઈંદ્રાયુદ્ધની ઉશ્કેરણીથી જયવર્ધન જેવા મહાવીરના જીવન માટે

જાહેરમાં જે દેશનેતા દેવ સમ લેખાય છે

તેનુંજ વર્તન ખાનગીમાં સડેલું દેખાય છે

એવા સંશય કલ્લોલમાં મુંઝવાય છે ત્યાં જયવર્ધન અને પુષ્પા તેની પાસે સત્ય ખુલાસો પુછવા રજુ થાય છે અધમ ઈંદ્રાયુદ્ધ એ નિષ્પાપ આત્માઓ વિરૂદ્ધ કાચા કાનના પદ્મનાભને કાળી બાજુ બતાવી ઉશ્કેરી મુકે છે ક્રોધાંધ પદમનાભ જયવર્ધનને દેશ નિકાલની સજા કરી ચાલ્યો જાય છે ત્યાં ઈંદ્રાયુદ્ધ આવી જયવર્ધનને પદમનાભથી વિરૂદ્ધ થઇ પોતાના પક્ષમાં ભળવા સુચવે છે ત્યાં વત્સલાની પુત્રી વારૂણી આવીને ઈંદ્રાયુદ્ધનું પોગળ ફોડી નાખે છે તેથી ઈંદ્રાયુદ્ધનું મસ્તક ઉતારી જયવર્ધન પુષ્પાદ્વારા પદમનાભને ભેટ મોકલાવે છે

પ્રવેશ ૩ જો—પ્રહસન-કંજુસ ધારમચંદની મિલકતનો અડધો ભાગ તેનો નાનો ભાઇ હેમો હરી જાય છે ને બાકીનું રાજ્ય જપ્ત થતાં,

"ખાધું નહિં ખરચ્યું નહિં ને પાપનું ભાથું ભર્યું"

આવ્યું હતું જે સ્થાનથી તે સ્થાનમાં ચાલ્યું ગયું

પ્રવેશ ૪ થો—કાન્યકુબ્જનો મહાલય-શયતાનની સંભેરણીથી સમગ્ર સ્ત્રી જાતિ પર ફિટકાર ઉતારી રહેલા પદમનાભ સમક્ષ પુષ્પા ઇન્દ્રાયુદ્ધનું મસ્તક રજુ કરે છે અજાયબીમાં ઉતરેલા પદમનાભનું હૃદય વત્સલાદ્વારા સાચ ઘટના સમજવામાં આવતાં કમકમી ઉઠે છે ત્યાંજ પુષ્પાની કુલિનતાનો સજ્જડ પુરાવો રજુ કરતો જયવર્ધન હાજર થઈ જણાવે છે કે-પુષ્પા વારાંગના નથી પણ—

પાપી પિતાની પુણ્યવંતી રાજલક્ષ્મી છે
પ્રેમી પતિની વિમલ પત્નિ રાજલક્ષ્મી છે
નર્મા વારાંગના પણ એજ સાચી રાજલક્ષ્મી છે
તમારી સ્વયંસેવિકા સમી તે રાજલક્ષ્મી છે

પશ્ચાતાપના પાવકથી પ્રજળી રહેલો પદમનાભ જયવર્ધનની ક્ષમા યાચે છે અને જયવર્ધનને વરદહસ્તે પુષ્પા તથા પદમનાભનો હસ્તમેળાપ થવા સાથે અમારો પુનિત પ્રયોગ સમાપ્ત થાય છે.

ૐ શાન્તિ ! શાન્તિ ! શાન્તિ !



શ્રી ૧ા.

# "રાજલક્ષ્મી" નાટકનાં ગાયનો.

મંગલા ચરણ.

વિમલ નામ શ્યામ હે સુરવર
શુભ કરજો દુઃખ હરજો દેવા.
પ્રિયકર પરમેશ પદામ્બુજ ચૂમિ
ધ્યાન ધરીયે ગાન કરીયે ચરણામૃતનાં
દાતા દાન ધ્યો જ્ઞાન અગમનાં

બાળાઓ— ૧

કર્મ કીરીટ ધરનારા સાચા કર્મવીર કહેવાય
કર્મ યોગના ભેદ ભણાવી લોકમાન્ય લેખાય
કાયાની કુરબાની કરતા
સત્કર્મે ભવસિન્ધુ તરતા
અમર કીર્તિને આત્મ ત્યાગના ઈતિહાસો સરજાય
જેનાં ગુણનાં ગાન સવાય.

પુષ્પા-સખીઓ— ૨

પ્રેમ ગ્રંથના મંત્ર મનોહર પ્રેમીજન જાણે
લખાયા નથી વેદ પુરાણે
ગરવાં જ્ઞાન શીખે રસ ઘેલા પ્રેમ સ્વરૂપ પિછાણે
સ્નેહ તણી સાહિત્ય સમીક્ષા થાય અલૌકિક ટાણે

જીવનના જોડાણુ જગતમાં થાશે નહિ પરાણે
સંસારે એ સ્વર્ગ ઉતારી મંજ મધુરી માણે
પ્રણય પરિક્ષા કરે પ્રેમીઓ આત્માની ઓળખાણે

પુષ્પા-સખીઓ— ૩

આંખમાં વસે અલબેલો અલિ તું શું ખોળે ?
નયનોમાં નૃત્ય કરે નટવર નવાં નવાં
ડાહ્યાપણુનો દરીયો શું ડોળે ?
લોભાવ્યા લાલા કર્યાં લજ્જાનાં લાડ છે.
કીકીમાં કેદ થયા પાંપણુની વાડ છે
કેમ આંસુનાં અમૃત ઢોળે ?
કલ્પેલાં ચિત્ર કદી સાચાં ગણાયના
પાસે છતાં દ્રષ્ટિએ દેખાય
તોયે ઝૂલે હૈયાને હિંડોળે.

પુષ્પા—પદમનાભ— ૪

કહોને કાન્ત કોડીલા હ્રદયમાંહી રમે છે શું ?
પ્રિયાનો પ્રેમકે પ્રિયા કહો તમને ગમે છે શું ?
હ્રદયમાં પ્રેમ પ્રિયાનો ગમે છે નયન ને પ્રિયા
બનાવી પ્રેમ દિવાના હવે પ્રશ્નો પૂછે છે શું ?
દિવાના થઈ દિવાની પર કરો છો રોષ શા માટે ?
અમારૂં દીલ દુભાવામાં મઝા તમને પડે છે શું ?

વત્સલા — ૫

આશક હુવા જો દીલ તો ક્યા માશુક દૂર હયે
દીલમેં બસા દીલદારકી ચશ્મોંકા નૂર હયે
શીરકો ચડા દીયા જબા કદમોંપે યાર કે
ઘરબાર જાન માલકી ફીર ક્યા જુરૂર હયે
ગરચે સરે દરબારમેં મુશ્કલ હય પહોંચના
ઘાયલ હુવા હઠતા નહીં રણબીચ શૂર હયે
બાના ફકીરી પહનકે પ્રીતમા જંગલ પહાડ
ગુરૂ કે ચરણકો ચુમના ફીર ક્યા ગુરૂર હય

ધરમચંદ ધીરા હેમો બેમો—૬

કળીયુગનો આ કૃષ્ણ કનૈયો ખન ખન કરતો રૂપૈયો
હું ભગત બની નરસૈયો એનું ધ્યાન ધરવાનો
ખાઓ પીઓને ખર્ચો હાથે નથી આવવાનું કંઈ સાથે
ભાઈ અને ભાભીનો ક્યાંથી મેળ મળવાનો
દમડી માટે દોડા દોડી કંજુસ કાઢી શકે ન કોડી
બેઉ હાથ જોડી હું એના જાપ જપવાનો
શ્રી કૃષ્ણ શરણંમમ્ (૩)

વારૂણી— ૭

કોમળ કુસુમકળીને કોઈ ચુંટશો નહીં
છે નવિનતા નિસર્ગની કોઈ લૂંટશો નહીં
બીલા અને પરી જશે સંભાળ રાખજો

વીણાય તો લેજો વીણી કોઈ ખુંદશો નહીં.
વારિ સીંચ્યા છે વ્હાલનાં અમને ઉછેરવા.
પવિત્રતા પરાગની કોઈ સૂંઘશો નહીં.

હીરા — ૮

મારે સાસરેથી આણું ન આવે
પરણ્યો મારો ઢીંગલે રમે
મુને સરખી સાહેલીઓ સતાવે.
પરણ્યો તારો ઢીંગલે રમે.
હેમીને હાઝુ હું તો લાજી મરૂં છુ
કાળજડે કાંટા ભોંકાય.
મ્હારી ખીલતી જુવાની કરમાયે
ઉગતી વયનાં અષાઢ તોફાની વાદળાં
વીજળીના ચમકારા થાય
મ્હારી સેજલડી સૂની જણાયે.

હીરા-હેમો— ૯

નથી જોયું કે નાથ નથી જાણ્યું કેવું હશે સાસરૂં
મને મહિયરનું સુખ લાગે ખારૂં
તું મ્હારી છે વહુ તને ઓળખે છે સહુ
ચાલ આજે બતાવું સાસરૂં

યોવન મીઠું સાસરૂં મહીયર ખારૂં ઝેર
વ્હાલા તારા વ્હાલમાં અમને લીલા લ્હેર
વ્હાલી મારી ઢીંગલી વ્હાલાં ત્હારાં વ્હાલ
સસરાજીની છોકરી ચાલ સાસરે ચાલ

કુંચનીઓ— ૧૦

મોરી માહુક હે કજરારી અખીયાં
કૈસે સુરત સૈયાં મય દીખાઉં
લગે કામણગારી કટારી રસિયાં
આલિ મોહન કીસ બીધ સમજાઉં—મેરા.
વ્હેતી નદીયાં નેહકી પ્રેમપાની ભરપુર
દિલ દરિમે ડુબ જાયગા દિલબર રહેના દુર
કિસે મૂખડાં ઘુંઘટમે છીપાઉં.

પ્રથમ અંક સમાપ્ત.

# અંક બીજો.



પુષ્પા પદમનાભ— ૧૧

સહુના જીવનની ક્યારી સીંચે લઇને ઝારી
માળી પ્રભુ મનાયે છે હર્ષ શોક વારી
એ શોકમાં સૂકાયે હર્ષે લીલી રહે છે
જગનાથ જાળવી લ્યો સમજો જવાબદારી
બાજી બહુરૂપી છે બાજીગરે બીછાવી
કરૂણાનિધાન કહોને કેવી કળા તમારી ?

ધરમચંદ, ધીરા, ખેમો—૧૨

પાઈ પાઇનો મેળ મેળવી સાચવીએ શેઠાઇ
અરે તું સાંભળ ખેમાભાઈ
મરશો ત્યારે જશો એકલા છોડો કંજુસાઇ
આપો મારો પગાર પુરો તમને રામ દુહાઈ શેઠજી

જાન જાય પણ પડી પટારે દમડી ના દેવાય
ખોદી ખાડો હું ભરૂ ભોંયમાં કોઈથી ના લેવાય
મારી ઉપર પથારી થાય હરદમ જીવું ગીતડાં ગાઇ

ખેમો હીરા— ૧૩

નેહભીના નાવલીયા મારી નણદલના વીર
આવો આવોને રંગમાં રમાડું

મને માર્યો બાપલીયા કેમ દુખે શરીર
ખેલો કુદોને રમો રંગે રસીલા બાંતે ખવરાવીશું ખીર
ભૂખ નથી લાગીને ભાવતી નથી મને આવે છે પેટમાંપીડ
પ્રિતીનાં ભોજન એ પીડનેમટાડશે લાડીલા સમજો લગીર
હીરા તું હઠ કેમ કરે છે હવે કહું છું જા
મને ખુશીથી ખેલવાદે તારે ખાવું હોય તો ખા.
નહીં આવું જા. (૨)

હેમો, હીરા— ૧૪

હું તો શીખવું સલુણા રૂડી પ્રીત તણી રીત
છોડો ઢીંગલા ઢીંગલીની રમત નાથજી

ભલે શીખું મધુરી તારી પ્રિત તણી રીત
તમે કહેશો તે કરશું અમો આજથી

પ્રેમના પ્રવાસી ખાનદાની ખેલ ખંતથી
ખેલો ખેલાડી ખેમાભાઈના પ્રસંગથી

શીખો વ્હેવાર ભાર જેથી સુધરે સંસાર
ન્હાના નથી તમે નાથજી

ચાકરે શેઠની હદને છોડી નકટે છોડયો નેઠ
ખાનદાનીનું ખપ્પર ખેમે ખાધો તમાચો એક
શેઠ મારા માફ માંગુ છું

વત્સલા—　　　　૧૫

તું કોઇને હસાવે તું કોઇને રડાવે
ત્હારી કળા નીરાળી રંગત નવી બતાવે
નશ્વર જગતની માયા જાદુગરી જણાયે
નાદાન માનવીને તું મોહમાં ફસાવે
સૃષ્ટિની રંગભૂમી તું સૂત્રધાર સાચો
નાચી રહ્યો તું પોતે ને સર્વને નચાવે

ટેબ્લો.

અંક બીજો સમાપ્ત.

# અંક ત્રીજો

**પદ્મનાભ—** ૧૬

કરશો ના કોઈ જગમાં ભામા તણો ભરોસોરે
મહિલાના મોહ બાણે અંતે મુંઝાઈ મરશોરે
વનિતા વિનાશકારી નરને ભમાવનારી
ભડવીર ભેખ ધારી હારી ગયા મુરારીરે
પલમાં હસી રીઝાવે પલમાં રડી બતાવે
ચારીત્ર કંઈ ચલાવે મરજી મુજબ નચાવે રે

**ધરમચંદ ધીરા**
**હીરા હેમો, ખેમો** } ૧૭

લોભી થઈ હું લાખ કમાયો રહી ન પાસે પાઈ
પૈસાને પરમેશ્વર માન્યો છોડી સ્નેહ સગાઈ
જુઓ આ કંજુસની કઠણાઈ
ખોટાં ખતવ્યાં વ્યાજ વટાંતર ખોટા સોગન ખાઈ
કાળાં ધોળાં કૈંક કર્યાં મેં લોભ મહીં લપટાઈ
જુઓ આ કંજુસની કઠણાઈ
હાથે કરેલાં હૈયે વાગ્યાં કરી હોળી હરખાઈ
કૃપણનું ઘર રાજદ્વારે જાય છે ખેંચાઈ
જુઓ આ કંજુસની કઠણાઈ



# જાહેર ખબર.

અમારી કંપનીના નીચે લખેલાં નાટકોનાં ગાયનેની ચોપડીઓ જ્યાં અમારી કંપનીનો મુકામ હો ત્યાંથી રોકડેથી અથવા વી. પી. થી મંગાવવાથી મળશે

| ચોપડીનું નામ | | કિંમત |
|---|---|---|
| ૧ | સર વસંત કુમાર | ૦—૪— |
| ૨ | બોલતા હંસ | ૦—૪ |
| ૩ | માયા મોહીની | ૦—૪ |
| ૪ | સ્નેહ સુધા | ૦—૪ |
| ૫ | રંગીલો યોગી | ૦—૪— |
| ૬ | ઉલતી દુનીયા | ૦—૪— |
| ૭ | અનંગ પદ્મા (હવે પછી) | ૦—૪— |
| ૮ | કીર્તિ કલાપ (હવે પછી) | ૦—૪— |
| ૯ | વીરની વટ | ૦—૪— |
| ૧૦ | અટંકી વીર | ૦—૪— |
| ૧૧ | રાજ લક્ષ્મી | ૦—૪— |
| ૧૨ | લાખો ફુલાણી | ૦—૪— |

શ્રી નવીન સરોજ નાટક સમાજ